# ગોવિંદભાઇ અમીનનાં પુસ્તકો



રેડિયમ ( નાટિકાસંગ્રહ )

કાલચક્ર ( નાટક )

રસનાં ટીપાં ( વાર્તાઓ છપાય છે.)

# કાલચક્ર

લેખક :
ગોવિંદભાઈ રા. અમીન

: પ્રકાશક :
ગોવિંદભાઈ રા. અમીન
૧૩, શારદા સદન, મુંબઇ ૭.

# નિવેદન



**વસોમાં** નીકળતા હસ્તલિખિત વાર્ષિક 'યુવક નાદ' માં ૧૯૩૧ માં મેં એક વાર્તા લખેલી. વાર્તાથી સંતોષ ન થતાં ૧૯૩૨ માં તેનું નાટક બનાવ્યું. સંજોગવશાત્ નાટક પ્રસિદ્ધ થઇ શકેલું નહિ. અત્યાર સુધી તે મારા મગજમાં ખુંચ્યા કરતું હતું. લઢાઇ અંગે શેર બજાર બંધ થતાં, નવરાશનો ઉપયોગ કરવા, નાટકમાં થોડો ફેરફાર કરી તેને "**કાલચક્ર**" નામે પ્રસિદ્ધ કરું છું.

ગોવિંદભાઈ રા. અમીન.

# કાલચક્ર

**મુખ્ય પાત્રો:**

| | | |
|---|---|---|
| રહેમાન | ... | એક ઘાંચી |
| મરિયમ | ... | તેની બીજીવારની બૈરી |
| આદમ | ... | પહેલી બૈરીથી થએલો રહેમાનનો દીકરો |
| રસૂલ | ... | રહેમાનનો કોઇ સંબંધી |

# પ્રસ્તાવના

(રહેમાનના મકાનની રસ્તા ઉપરની ઓસરી. જમણી બાજુ મૂળ ચઢેલી ઘાણી છે. ડાબી બાજુ માંખો ઉડાડતો બળદ ઊભો છે. સામે બારણું છે. તેમાંથી વચ્ચે ખડકેલો ઘરવાખરો દેખાય છે.

લાકડીના ટેકે ચાલતા ભલાભાઇ આવે છે. તે કોઈને શોધતા હોય તેમ આમતેમ જુવે છે, અને બારણા પાસે જાય છે.)

ભલ્લાભાઇ

ઘરમાં કોણ છે ?

મરિયમ

(અંદરથી સામો પ્રશ્ન કરે છે) કોણ છે !

ભલાભાઇ

હું ભલાભાઇ ...... રહેમાન છે કે ?

મરિયમ

છે.

ભલ્લાભાઈ

બહાર મોકલજે જરા.

મરિયમ

આવે.

(રહેમાન મકાનમાંથી બહાર આવે છે. તેનું મોં પડેલું છે. ભલાભાઈને જોઈ તે હસવા મહેનત કરે છે.)

રહેમાન

આવો, કાકા.

ભલાભાઇ

શું કરતો 'તો?

રહેમાન

બધું ગોઠવતો 'તો.

ભલાભાઇ

શહેરમાં જવા માટે ને?

રહેમાન

હા, કાકા ...... (બારણા તરફ જોઇને) આદમ, ભલાકાકાને બેસવા ગોદડી લાવ.

ભલાભાઈ

ગોદડી શું કરવી છે?

રહેમાન

નીચે બેસવા દેવાય!

ભલાભાઇ

મારે બેસવુંજ નથી. હું તો તને જરા બે બોલ કહેવા આવ્યો છું.

રહેમાન

બેસીને કહો.

ભલાભાઇ

મારે બેસવું નથી. ઘણું કામ છે. ઊભો ઊભો બે શબ્દ કહી દઉં, સાંભળ: તારા શહેરમાં જવાની વાત સાંભળી ત્યારથી મારા મનમાં થયા કરતું 'તું કે ક્યારે તારી પાસે આવું અને તને બે બોલ કહું.

રહેમાન

ભલે, કહો.

[ ભલાભાઇનું કહેલું સાંભળવા રહેમાન આતુર દેખાય છે. આદમ ગોદડી લઇ આવે છે. ગોદડીની જરૂર નહિ જણાયાથી તેને બારણામાં પાછી ફેંકે છે. મરિયમ બારણામાં આવે છે; અને જરા આઘું ખેંચી એકચિત્તે ભલાભાઇને સાંભળે છે. ]

ભલાભાઇ

શહેરમાં ગએલાં કોઇ સુખી થયાં નથી, તુ જઇશ તો સુખી થઇશ નહિ.

રહેમાન

( લાચારીથી ) પણ કાકા, શું કરું ! આ સંચાનું તેલ આવ્યું ત્યારથી મારા તેલનું ટીપું ખપ્યું નથી. મારે શહેરમાં ગયા વિના છૂટકો નથી.

ભલાભાઇ

અહીં રહી બીજો ધંધો કર.

રહેમાન

અહીં બારે માસ મજૂરી મળે નહિ; બીજું શું કરું ?

ભલાભાઇ

ખેતી કર. તારા જેવા ઘણા અહીંથી શહેરમાં ચાલ્યા જાય છે. ખેતીમાં માણસની તૂટ પડે છે. તેમાં તારો હમાહ થશે.

રહેમાન

ખેતીમાં ફાવે નહિ. હાથકામમાં બેઠેલી હથોટી બીજામાં વળે નહિ.

ભલાભાઇ

કદાચ, બે સાલ ન ફાવે, પણ ખેતી જેવું સુખ કશામાં નથી.

રહેમાન

હવે વરસાં કયાં સારાં આવે છે ? બે ત્રણ વરસે એક દુકાળ ખરોજ !

ભલાભાઈ

તોય તેમાં પેટ પૂરતું મળી રહે. બે ભેંસો રાખજે. તેમાંથી ઘરનું અડધું ખરચ નીકળશે.

રહેમાન

ભેંસો અમારાથી કેવી રીતે રખાય ? એને દો'તાં વલોવતાં કોણે શીખવ્યું છે ! અને ભેંસો ખરીદવા પૈસા જોઇએ !

આદમ

( વચ્ચે ) અને કાકા, શહેર જેવી મજા અહીં પડે નહિ ને !

ભલાકાકા

( કડવાશથી ) શી મજા ?

આદમ

ફરવાનું, રમવાનું, નાટક–સિનેમા જોવાના, સારું સારું ખાવાનું અને પહેરવાનું !

ભલાભાઇ

એટલે તમે મજા કરવા શહેરમાં જાઓ છો !

રહેમાન

ના, કાકા ...... એ તો મૂરખો છે : જેમ આવે છે તેમ બોલે છે. અમારે ત્યાં મજૂરી કરવા જવું છે. સાંભળ્યું છે કે ત્યાં નવી મીલો નીકળે છે. તેમાં કંઇક મજૂરી મળી રહેશે.

ભલાભાઇ

ત્યાં મજૂરી મળશે તેની શી ખાત્રી ?

રહેમાન

અમારા એક ઓળખીતા ત્યાં છે.

ભલાભાઈ

કોણ છે ?

રહેમાન

રસૂલ કરીને છે.

ભલાભાઇ

તે શું કરે છે?

રહેમાન

બધી જાતના ધંધા કરે છે.

ભલાભાઇ

એ તમને ઠેકાણે પાડશે?

રહેમાન

પાડશે. અમે તેને નોકરી શોધવા કાગળ લખ્યો છે. બહુ દિવસ થયા. જવાબ આજકાલમાં આવવો જોઇએ.

ભલાભાઈ

ત્યાં નોકરી મેળવવી સહેલું નથી.

આદમ

રસૂલ કાકાની લાગવગ એવી જબરી છે કે નોકરી તરત મળશે!

ભલાભાઈ

ઠીક છે ઓળખાણ હોય તો. નહિ તો ભલભલા ગજરવેટ નોકરી માટે રખડે છે! ...... હં આ બળદ, ઘાણીનું શું કર્યું?

રહેમાન

મહિજી શેઠને વેચી દીધું.

ભલાભાઈ

કેટલામાં?

રહેમાન

પાંણોસોમાં.

ભલાભાઈ

એટલાજ.

રહેમાન

મારા જવાનું જાણી શેઠ ખાતું ચૂકવવા રોજ તગાદો કરતા હતા.

ભલાભાઇ

હું.

રહેમાન

મારી પાસે કંઈ હતું નહિ. બધું તેમને આપી, ઉપર પાંચ લેવાના કરી ખાતું ચૂકતે કર્યું!

ભલાભાઇ

તારે દેવું ક્યાંથી?

રહેમાન

તેલ ખપતું બંધ થયું ત્યારથી શેઠને ત્યાં નામું થવા માંડયું હતું.

ભલાભાઇ

તું એ વાણીયાના હાથમાં આવ્યો તે ખોટું થયું........હશે! ...તો તારે જવાનું નક્કી ને?

આદમ

(વચ્ચે) અમે જવાના.

ભલાભાઈ

ઠીક ત્યારે. પણ હું તમને ફરીથી ચેતાવું છું: શહેરમાં લાડવા નથી. ત્યાં જેટલું કમાશો તેટલું ગુમાવશો, અને નફામાં શરીર બગાડશો. મારું માનો તો અહીં રહી જાવ. હું તમને એક આઠ–દસ વીઘાંનું ખેતર કાઢી આપીશ. બીજી મદદ કરીશ. ખેતર વાવી ખાવ. ત્રણ ચાર સાલ આકરી જશે, પછી ઠેકાણે આવી જશો.

[રહેમાન વિચારમાં પડે છે. આદમ અને મરિયમને આ ગમતું નથી. રહેમાન કંઈ બોલી જાય તે પહેલાં તેને બોલતો અટકાવવા મરિયમ બોલે છે.]

મરિયમ

( નિશ્ચયથી ) કાકા, અમે શહેરમાં જવા નકકી કર્યું છે તે જઇશું જ ! અમને ખેતી ફાવશે નહિ.

આદમ

હા, અમે જઇશું જ !

મરિયમ

બે વરસ ખેતી કરીએ, પછી ન ફાવ્યું તો ? અને બે વરસ ખાઇશું શું ?

ભલાભાઇ

( વિચારમાં પડી ) હા, એ ખરું. તો પછી જેવી પ્રભુની ઇચ્છા ! ઠીક, જાઉં છું. ( કોઇ આપત્તિની આગાહી જોઇ રહ્યા હોય તેમ આકાશ તરફ જોતા જાય છે. )

રહેમાન

આવજો, કાકા.

ભલાભાઇ

ભલે.

[ ભલાભાઇ દેખાતા બંધ થાય છે. રહેમાન વિચારમાં રહે છે. ]

મરિયમ

શો વિચાર કરો છો ?

રહેમાન

ભલાકાકાએ કહ્યું તે ખરું પણ હોય !

મરિયમ

શાનું ખરું હોય ?

આદમ

એ શું જાણે !

રહેમાન

ના કેમ જાણે? —એમને ઘણા વખત શહેરમાં જવાનું થાય છે.

મરિયમ

એટલામાં શહેરનો અનુભવ થઇ જાય?

રહેમાન

ત્યાં જાય એટલે બધું જુવે ને?

આદમ

જુવે તોપણ આપણને ખોટું કહે.

રહેમાન

ખોટું શા માટે કહે?

આદમ

તેમનાં ખેતર પડી રહે છે તે ખેડાવવા!

રહેમાન

એ એવા નીચ નથી. એ આપણા ભલા માટે કહે છે.

મરિયમ

ખેતીમાં શું ભલું છે! રોજ મજૂરી કરી ડૂચો નીકળી જવાનો, ટાઢ તડકો જોવાનાં નહિ, વરસાદનું નક્કી નહિ! કોઇ દિવસ શાંતિથી બેસવાનું નહિ કે સારું ખાવા–ઓઢવાનું નહિ! ... ખેતીમાં કંઇ સુખ નથી. ખરું સુખ તો ત્યાં શહેરમાં છે. હું ત્યાં એક મહિનો રહી હતી. કોઇને મેં દુઃખી જોયું નથી.

રહેમાન

એ બધા પૈસા કમાતા હશે.

આદમ

શું આપણે પૈસા નહિ કમાઇએ! ...આપણા રસૂલકાકા જુવોને! એ અહીં આવે છે ત્યારે કેવાં કપડાં પહેરે છે! કેટલા પૈસા ઉડાવે છે! શહેરમાં પૈસા કમાવાના ન હોય તો એ એવા ક્યાંથી રહે!

મરિયમ

હજુ તમે શહેરમાં રહ્યા નથી એટલે ત્યાંનું કશું જાણતા નથી. એક વખત ત્યાં ચાલો અને જુવો કે ગામડા કરતાં ત્યાં કેટલાં વધારે સુખ-સગવડો છે!

આદમ

પેલો ચીમન શેઠ ત્યાં ફેરિયામાંથી મીલમાલિક બની ગયો.

રહેમાન

આપણે ક્યાં મીલમાલિક બનવું છે?

મરિયમ

મીલમાલિક કોણ કહે છે! ... તમે અને આદમ મજૂરી કરો, હું કરકસરથી ઘર ચલાવું; એમ થોડા પૈસા ભેગા થાય. એ પૈસામાંથી દુકાન કઢાય.

રહેમાન

(કંઇક ઉત્સાહથી) એ બને ખરું.

મરિયમ

ધીરેધીરે દુકાન મોટી કરાય. એમાંથી આગળ વધાય.

આદમ

હા, બાપા. પછી આપણે મજૂરી કરવાનું મટી જાય. આવા (પોતાનું ફાટલું પેહરણ બતાવે છે) ધાગા સુંથવાના રહે નહિ. પૈસાની છૂટ થઈ જાય!

રહેમાન

દુકાન કઢાય તો એમ થાય ખરું!

મરિયમ

થશેજ!—આપણે એક વખત ત્યાં જઇએ એટલે બસ!

રહેમાન

ભલે, રસૂલનો કાગળ આવે એટલે નીકળીએ.

આદમ

તેમને વખત નહિ હોય એટલે શું લખે! નહિ તો તેમને માટે જગાની ક્યાં ખોટ છે!

રહેમાન

જગા જડે તો તરત લખે.

મરિયમ

આપણે જવું તો છેજ. શા માટે જવાબની રાહ જોવી? જગા હશે તો દાખલ થવાશે, નહિ હોય તો શોધાશે. ત્યાં જઇને પડયાં એટલે એમને છૂટકો છે?

રહેમાન

રસૂલને ઠીક ન લાગે.

મરિયમ

એમ હોય! ગયે વખતે આવ્યા ત્યારે મને તેમને ત્યાં લઇ જવાં કેટલો આગ્રહ કર્યો હતો!

આદમ

મને કહેતા'તા ચાલ મારી સાથે. આપણને જોઇ એ ખુશ થઈ જશે!

રહેમાન

એ જવાનું જુદું અને આ જવાનું જુદું.

મરિયમ

તેમને માટે કંઈ ફેર નથી. એક વખત તે કહેતા'તા કે પૈસાને કોણ પૂછે છે, ઘર રાખનાર કોઇ સારું માણસ જોઇએ. આપણે ત્યાં જઇ મદદરૂપ થઈ પડીશું!

રહેમાન

એમ હોય તો આપણે દિવસ નક્કી કરી નીકળીએ.

મરિયમ

આ પૂનમ પછીના પડવે નીકળીએ.

રહેમાન

પૂનમ તો આ આવી, સાતમે રાખીએ. ત્યાં સુધીમાં સગાંને મળી લેવાય, પરચુરણ લેણદેણ ચૂકવી દેવાય.

મરિયમ

સગાંને મેળતાં શી વાર ?–અને લેણદેણ ચૂકવતાં શા દિવસ જવાના છે ? બધું બે દિવસમાં પતાવી દેવાશે. મારું માનો તો પડવેજ ચાલો : વહેલાં જઇએ તેમ વહેલાં ઠેકાણે પડીએ !

આદમ

( હર્ષમાં, કૂદીને ) હા, બાપા ! આ પડવે જ ચાલો—આ પડવે જ ચાલો !

# અંક પહેલો

[ શહેરના એક ભાગમાં રસૂલની ઓરડી. અરતચ્ચરત ઘરવાખરો પડયો છે. સામે ભીંત ઉપર આયનો અને કાંસકો છે. તેની સાથે સુંદર સ્ત્રીઓના ફોટા-વાળાં ત્રણ કેલેન્ડર છે. ડાબી બાજુ બારણું છે. તેની પાસે એક જૂની ખુરશી પડેલી છે. જમણી બાજુ બારી છે, તેમાંથી અંદરની ઓરડી દેખાય છે.

બારી અંદર ખડખડાટ થાય છે. કોઈના ગાવાનો ધીમો સૂર આવે છે. ગીત ' ગોરી ધીરે ચલો ' નું છે. ગાનાર રસૂલ છે. ' ગગરી છલક ન જાય ' એમ ગાતો તે બહાર આવે છે અને ગાવાનું ચાલુ રાખે છે. તે કપડાં પહેરે છે, આયના સામે ઊભો રહી વાળ સરખા કરે છે અને બૂટ પહેરી બહાર નીકળવા જાય છે. સામો રહેમાન માથા ઉપર પોટલું લઇને આવે છે. ]

રસૂલ

( રહેમાનને જોઈ મોં કટાણું કરી ) કયાંથી આવો છો ?

રહેમાન

( અટકી જઈ ) ગામથી.

રસૂલ

આ વખતે ?

રહેમાન

કેમ? શું કંઇ છે?

રસૂલ

( પોતાની ભૂલ હમજી ) કંઈ નહિ. ( પોટલું ઉતારવા હાથ દે છે.) પોટલું શાનું છે?

રહેમાન

ઘરવાખરાનું.

રસૂલ

અહીં કેમ આણ્યો?

રહેમાન

ક્યાં મૂકવો?

રસલ

કેમ ક્યાં મૂકવો?

રહેમાન

ઘર તો ખાલી કર્યું.

રસૂલ

કેમ?

રહેમાન

અહીં આવવા.

રસૂલ

( કડવાશથી ) અહીં શા લાડવા છે?

રહેમાન

( ઢીલો થઇ જઈ ) ત્યાં મારો ધંધો પડી ભાગ્યો!

રસૂલ

તે હું જાણું છુ.

રહેમાન

તમે કાગળનો જવાબ આપ્યો નહિ.

રસૂલ

નોકરી જડે ત્યારે આપું ને?

રહેમાન

મેં જાણ્યું કે નોકરી મળી જશે!

રસૂલ

એમ કંઈ નોકરી રસ્તામાં પડી છે?

[ મરિયમ માથે પોટલું લઈ આવે છે. તેને જોઈ રસૂલના બોલવામાં ફેરફાર થાય છે. ]

રસૂલ

( મરિયમને લાડથી ) તમે પણ આવ્યાં છો કે?

મરિયમ

હા. ( રહેમાનને ) તમે જલદી પાછા જાવ: ગાડીવારો ઉતાવળ કરે છે.

રહેમાન

આ જાઉં. ( જાય છે. )

રસૂલ

( ક્ષણભર મરિયમ સામું તાકી રહી ) પોટલું ઉતારવા લાગું?

મરિયમ

નાનુ છે. ( પોટલું ઉતારી સામે ખૂણામાં મૂકે છે. )

રસૂલ

બેસો.

મરિયમ

હજું બે ત્રણ પોટલાં લાવવાનાં છે.

રસૂલ

રહેમાન ઘણોએ લાવશે.

મરિયમ

ના–ના.

રસૂલ

ના–ના શું? તમે દેખાવ છો તો થાકેલાં...... રસ્તામાં ચાલવું પડયું હતું?

મરિયમ

થોડુંક ચાલવું પડયું હતું,

રસૂલ

કેમ?

મરિયમ

બળદ ખરાબ હતા: અમારે વારાફરતી ઉતરવું પડતુ.

રસૂલ

રહેમાન એવો કેવો! ખરાબ બળદ શા માટે ભાડે કર્યા?...... અને કર્યા તો તેણે ચાલવું ’તું. તમારાથી ચલાય નહિ અને ચલાવે એ ધણી કેવા!

મરિયમ

તે ઘરડા થવાના થયા અને હું જુવાન છું. મારે ચાલવું જોઇએ ને?

[ આદમ પોટલું લઈ આવે છે.]

આદમ

કેમ છો, રસૂલ કાકા!...... હું આવી પહોંચ્યો છું, તમારા શહેરમાં. ( પોટલું ઉતારે છે.) મારે પાણી પીવું છે.

રસૂલ

(તેના તરફ જોયા વિના, કમનથી) અંદર છે.

( આદમ બારીમાં જાય છે. રહેમાન બે મોટાં પોટલાં – એક માથે અને એક હાથમાં – લઈ આવે છે. મરિયમ પોટલાં ઉતારવા મદદ કરે છે. પોટલાં ખૂણામાં ગોઠવી રહેમાન ‘હાશ’ કરી ઊભો રહે છે.)

મરિયમ

ગાડાવાળો ગયો ?

રહેમાન

ગયો. ( રસૂલને ) મારે હાથપગ ધોવા છે.

રસૂલ

( બારણું બતાવીને ) બહાર ડાબી બાજુ નળ છે.

( રહેમાન જોડા કાઢી જાય છે...... આદમ પોતાના પહેરણથી મોં લુછતો બહાર આવે છે.)

રસૂલ

( મરિયમને ) તમારે પાણી પીવું નથી ?

મરિયમ

હમણાં પીશ.

રસૂલ

હમણાં ક્યારે ? ( આદમને ) પાણી લાવ !

આદમ

( કચવાતો ) લાવું.

( આદમ પાણી લાવી મરિયમને આપે છે... રહેમાન આવે છે. રસૂલ ખુરશી પર બેસે છે, બાકીનાં નીચે બેસે છે. )

રસૂલ

ગામમાં કેટલા દિવસથી સંચાનું તેલ આવ્યુ છે ?

રહેમાન

છએક મહિના થયા.

રસૂલ

એ તેલ નીકળ્યું ત્યારની મને ખબર હતી કે તમારો ધંધો પડી ભાગવાનો. હમણાંમાં તમારા જેવા પંદર જણ અહીં આવ્યા છે.

રહેમાન

આપણા કોઇ ઓળખીતા આવ્યા છે કે?

રસૂલ

ઇસ્માઇલિ છે, અલીજી છે, પીરભાઇ છે,—

આદમ

(વચ્ચે) ઇસ્માઇલનો પીરિયો આવ્યો છે કે?

રસૂલ

(આદમને સાંભળ્યો ન હોય તેમ) કાસમ છે.

રહેમાન

એ બધા કયારના આવ્યા છે?

રસૂલ

ઇસ્માઇલિને બે મહિના થયા, પીરભાઇ અલીજી મહિનો થયો.

રહેમાન

બધા ઠેકાણે પડયા?

રસૂલ

કયાંથી પડે?

રહેમાન

(મરિયમને) સાંભળ, તું શું કહેતી 'તી?

(મરિયમ ગુના નીચે આવી હોય તેમ જોઈ રહે છે...... રસૂલ તેની વારે ધાય છે.)

રસૂલ

પણ તમારે કંઇ ફિકર કરવા જેવું નથી.

આદમ

(કૂદીને) એ તો અમે પહેલેથીજ ધાર્યું 'તું!

[મરિયમ રસૂલ તરફ આભાર દર્શાવતી જુવે છે. રસૂલ ઉત્તેજીત બને છે.]

રસૂલ

તમારે શાની નોકરી કરવી છે?

રહેમાન

મને અહીંની શી ખબર?

રસૂલ

મીલમાં રહેવું છે, ઑફિસમાં રહેવું છે કે પરચુરણ મજૂરી કરવી છે?

રહેમાન

સારું કયું?—શામાં વધારે પૈસા મળે?

રસૂલ

અનુભવ નહિ એટલે તમને મીલમાં સાદું કામ મળે. તેમાં પગાર ઓછો અને સવારના છથી સાંજના છ સુધી કામ કરવાનું.

રહેમાન

હં.

રસૂલ

ઑફિસમાં કામ કંઈ નહિ. એ આંટા ખાવાના, પણ પગાર ઘણો ઓછો, કહો પંદર રૂપિયા.

રહેમાન

એ તો ઠીક નહિ.

રસૂલ

પરચુરણ મજૂરીમાં જેટલું કામ કરો તેટલા પૈસા મળે.

રહેમાન

હં.

રસૂલ

તેમાં મુખ્ય માલ ફેરવવાની મજૂરી છે. તમે દિવસની પચાસ ગુણો ફેરવો તો તમને દોઢેક રૂપિયો મળે.

રહેમાન

આથી કશામાં વધારે મળે?

રસૂલ

એથી વધારેની આશા રાખવી નહિં. ભલભલા ગ્રેજ્યુએટો રોજના દોઢ રૂપિયો કમાઈ શકતા નથી.

રહેમાન

તો મજૂરીનું નક્કી કરો.

મરિયમ

એ સારું છે.

આદમ

મને પણ એ ગમ્યું: રોજનો દોઢ રૂપિયો મળે!

રસૂલ

પણ એક વાત યાદ રાખવાની: એ કામ ઘણું સખત છે!

રહેમાન

એમો વાંધો નહિ.

રસૂલ

કોઇ વખત દિવસની સો ગુણો ફેરવવી પડશે!

આદમ

એ પ્રમાણે પૈસા વધારે મળશે ને?

રહેમાન

ખરી વાત છે.

રસૂલ

તો એની ગોઠવણ કરું.

રહેમાન

હા, કરો.........હં.........હવે, આદમ માટે.

રસૂલ

આદમ માટે ઘણા ધંધા છે, તેનાથી થશે નહિ.

આદમ

(વાંધો દર્શાવતો) શું મારાથી નહિ થાય?

રસૂલ

તારાથી આખો દિવસ ફરવાનો ફેરીઆનો ધંધો થશે?

આદમ

આખો દિવસ ફરવાનું આપણાથી નહિ બને!

રહેમાન

(સખત થઈ) કેમ નહિ બને?

આદમ

આખો દિવસ ફરીએ તો નવરાશ રહે નહિ!

રહેમાન

નવરાશને શું કરવી છે?

આદમ

(નીચું જોઇ બબડે છે) ફરવાનો વખત રહે નહિ!

રસૂલ

એ રહેવા દે. તારાથી ગાડી ઉપર પોર્ટર થવાશે?

આદમ

(ખુશી થઇ) હા, ત્યાં તો મજા પડે!

રસૂલ

પણ થોડા રૂપિયા ડીપોઝીટના જોઇશે.

રહેમાન

મારી પાસે રૂપિયા ન મળે. જેમાં પૈસાની જરુર ન હોય તે ધંધો બતાવ.

આદમ

પેલો પીરિયો શું કરે છે?

રસૂલ

એ છાપખાનામાં છે.

આદમ

મને ત્યાં દાખલ કરાવો.

રસૂલ

ત્યાં દાખલ થવું હોય તો ત્યાં દાખલ કરાવું.

રહેમાન

ત્યાં શું મળશે ?

રસૂલ

કામ પ્રમાણે. ધ્યાન દઇને કામ કરે તો રોજના ચાર—છ આના મેળવે.

રહેમાન

એને બરાબર કામ કરવું હોય તો ત્યાં દાખલ કરાવો.

આદમ

બરાબર કરીશ.

રહેમાન

પછી પીરિયા જોડે રખડવાનું નહિ !

આદમ

નહિ રખડું.

રસૂલ

ત્યાં તારું નક્કી કરીશ.........( ઊભો થાય છે. ) ચાલો, હું જરા બહાર જઇ આવું. બહારનું કંઈ કામ હોય તો કહો.

રહેમાન

મારું આજેજ નક્કી કરજો.

આદમ

મારું પણ.

રસૂલ

સારું.........( મરિયમને ) તમારે કંઇ કામ છે ?

મરિયમ

( રસૂલના પ્રશ્નથી તે અડઘી બની જાય છે ) મારે, મારે....... ( રહેમાન સામે જુવે છે. ) કંઇ નહિ–કંઈ નહિ !

રસૂલ

સંકોચાવ છો શા માટે?—કહી નાખો!

મરિયમ

નહિ, હજુ હમલાંજ આવ્યાં છીએ. અત્યારથી પૈસા ક્યાં ખરચવા! પછીથી, કોઇ વખત.

રસૂલ

( કંઇ વિચારી ) ઠીક, તેમ રાખો. ( જાય છે. )

# અંક બીજો

(શહેરનો એક રાજમાર્ગ. બંને બાજુ મકાનોની હાર છે. જમણી બાજુ એક મકાન ઉપર ROYAL લખેલું છે. મકાન જાહેરાતનાં ચિત્રોથી શણગારેલું છે. તેની સામે કાપડની દુકાન છે. થોડે દૂર દારૂનું પીઠું છે. પીઠા સામે મોરસની દુકાન છે.

જુદી જુદી જાતનાં સ્ત્રી–પુરૂષો રસ્તામાં ફરે છે. તેમનામાંનાં કેટલાંક સીનેમામાં જાય છે, કેટલાંક આજુબાજુની દુકાને ખરીદી કરવા થોભે છે, કોઈ દારૂના પીઠામાં જાય છે, કોઈ રસ્તામાં ઊભા રહી મોટેથી હસતા કે વાતો કરતા હોય છે. થોડે થોડે અંતરે દારૂના પીઠામાંથી લથડિયાં ખાતા મજૂરો નીકળે છે.

ગાડીઓ દોડાદોડ કરે છે. સીનેમાનું બૅન્ડ વાગ્યા કરે છે. ખટારાનો ખડખડાટ અવારનવાર સંભળાય છે.

સામેથી ગૂણોથી ભરેલો એક ખટારો આવે છે. તેની ઉપર રહેમાન અને તેના જેવા બીજા ત્રણ મજૂરો બેઠા છે. ખટારો મોરસની દુકાને આવે છે. બધા મજૂરો ધબાધબ ઉતરી પડે છે.

ડ્રાઇવર

( મોટેથી ) જલદી કરો !

( મજૂરો એક બીજા ઉપર ગુણો ચડાવે છે. પીઠ ઉપર ગુણો લઇ ચાલતા મજૂરો અડધા મનુષ્ય અને અડધા પશુ જેવા લાગે છે. તેઓથી ભાર ન ઉચકાતો હોય તેમ તેમની આંખો તરી જાય છે. તેઓ ધીરે ધીરે દુકાનમાં જાય છે અને ઉતાવળા પાછા આવે છે. હર ઘડીએ ડ્રાઇવર તેમને ઉતાવળ કરવા બૂમ પાડે છે. તેની નહિ જેવી અસર થાય છે: મજૂરો એકાદ બે ડગલાં ઉતાવરા ચાલી ધીમા પડી જાય છે. છેવટે ખટારો ખાલી થાય છે. બધા તેની ઉપર ચઢી જાય છે. ડ્રાઈવર તેને ઉપાડે છે. )

એક અવાજ

( દુકાનમાંથી ) એક ફેરો થશે ને ?

ડ્રાઈવર

હા.

એક અવાજ

જલ્દી કરો ! સંધ્યાકાળ થવા આવી છે !

( ધૂણી કાઢતો, ઘોંઘાટ કરતો ખટારો જાય છે. થોડો વખત પસાર થાય છે. સામેથી મરિયમ અને રસૂલ આવતાં દેખાય છે. રસૂલે નવાં કપડાં પહેર્યાં છે, તે છાતી કાઢીને ચાલે છે, આમતેમ નજર ફેરવે છે, કોઈ ઓળખીતો મળતાં તેની ખબર પૂછે છે, કોઇ મવાલીની સલામ ઝીલે છે. મરિયમ તેની સાથે ચાલે છે. તે ઉત્સાહમાં છે. તે રસૂલને કોઈ મોટો માણસ ગણતી હોય તેમ તેની સાથે ચાલવામાં

અભિમાન બતાવે છે. કોઈ રાહદારી તેના રૂપ તરફ ખેંચાઇ તેના તરફ જુવે તો તે ફુલાય છે. તેના તરફ તાકતા રસૂલના ત્રણ મિત્રો તેઓની પાસે જાય છે. રસૂલ ઊભો રહે છે.

**એક મિત્ર**

( રસૂલને ) કેમ છે, દોસ્ત !

**રસૂલ**

મજામાં.

**બીજો મિત્ર**

( મરિયમને બતાવી, ધીરેથી ) કોણ છે ?

**રસૂલ**

( આંખ મીચકારી ) છે એ તો.

**એક મિત્ર**

હં.....હં......સમજ્યો.

**બીજો મિત્ર**

ચાલ, સીનેમામાં આવવું છે કે ?

**રસૂલ**

ના : જરા ખરીદી કરવી છે.

**એક મિત્ર**

( મરિયમને ઈશારાથી બતાવી ) ખુશ કરવા !

( મરિયમ આ ઇશારો જોઈ જાય છે. તેના ચહેરા પર અણગમો દેખાય છે. )

**રસૂલ**

( મરિયમનો અણગમો જોઈ, મિત્રને ) એવું કંઈ બોલવું નહિ.

( મિત્રો સામાસામી આંખ મારી સીનેમા તરફ જાય છે. રસૂલ અને મરિયમ આગળ ચાલે છે. )

મરિયમ

એ કોણ હતા ?

રસૂલ

દોસ્તો.

મરિયમ

બહુ છૂટથી બોલતા હતા !

રસૂલ

એ લોક જરુર પડયે માથું આપે. મારે અહીં દરેક જાતના દોસ્ત છે. હું ધારું તે કામ બધા પાર પાડી આપે છે.

મરિયમ

તમારે એવાં તે શું કામ હોય ?

રસૂલ

તમને ખબર નથી, હું અહીં શું કરું છું તે. કોઇ વખત કહીશ.

(બંને કાપડની દુકાન પાસે આવી તેમાં જાય છે. ...સીનેમાનું બેન્ડ વાગ્યા કરે છે. તે તરફ લોકોનાં ટોળાં વધુ સંખ્યામાં જાય છે. આદમ અને પીરિયો ઉતાવળા આવે છે.)

પીરિયો

(ટિકિટની બારી પાસે આવી પહોંચીને) યાર, મારી પાસે તો ઝેર ખાવાનો પણ પૈસો નથી !

આદમ

નથી એમાં શું !—હું બંનેની ટિકિટ લઇશ.

પીરિયો

એ તો હું જાણું છું.

આદમ

હું લેઉં કે તું લેઉં—એમાં કયાં ફેર છે? જ્યાં દીલ એક ત્યાં જુદું શું?

પીરિયો

હું જુદું માનતો નથી.

(આદમના ખભા ઉપર કોઈ પાછળથી ધબ્બો મારે છે. આદમ ચમકીને પાછળ જુવે છે.)

આદમ

આ હો!—કોણ નબો!

નબો

(આગળ આવી) હા દોસ્ત!

આદમ

બહુ દિવસે સીનેમા જોવા આવ્યો!

નબો

હું તો રોજ આવું, પણ સાલું ખીસ્સું ખાલી હોય છે! આજે ન આવત, જરા ચિત્ર જોવા આવ્યો હતો, તમને દેખી અહીં આવ્યો... કોણ ટિકિટ લે છે? (કોઇ બોલતું નથી.) કેમ કોઇ બોલતા નથી? આદમ, તું લે છે ને? (આદમ બોલતો નથી.) કેમ બોલતો નથી? એની ટિકિટ લેવાય અને મારી નહિ લેવાય?

આદમ

કોણ ના કહે છે?

નબો

તો જા, લઇ આવ!—વખત થવા આવ્યો છે.

(આદમ કચવાતે મને ટિકિટ લઇ આવે છે. ...એક 'ગરમ ચા...ઇ' વાળો આવે છે તેને નબો ઊભો રાખે છે. ચાવાળો ત્રણેયને ચા આપે છે.)

નબો

(ચા પીતાં) આદમ, તેં કદી નાચ જોયો છે?

આદમ

ના.

નબો

તો તું આજ પહેલી વખત જોઈશ!

પીરિયો

એણે નાચ જોયો ન હતો એટલે મેં તેને ખાસ આણ્યો છે.

નબો

આણ્યો તે ઠીક કર્યું: નાચ એવી સરસ ચીજ છે કે એક વખત જોઇ એટલે ફરીફરી જોવાનું મન થાય!

(ચા પી રહી બધા ચાવાળાને પાલા પાછા આપે છે. ચાવાળો પૈસા માટે ઊભો રહે છે.)

નબો

(આદમને) આજ સીનેમા જોવડાવું છું તો ચાના પણ પૈસા આપ: મેં કહ્યું છે, આપણી પાસે પાઇ સરખી નથી!

(આદમ કચવાતે મને પૈસા આપે છે. આદમનો કચવાટ નબો જુવે છે.)

નબો

આદમ, તું આવો કંજુસ કયારનો બની ગયો? ત્રણ આના આપવા પડે તેમાં મોં શું બગાડે છે?

આદમ

મારી પાસે હતા તે બધા આજ ખલાસ થયા!

નબો

ખલાસ થયા તો બીજા કમાવાશે!......તું રોજ ચાર આના તો કમાય છે.

આદમ

કમાઉં છું તેમાં શું વળ્યું ?—એ બધા પૈસા મારે બાપાને આપી દેવા પડે છે!

નબો

આ પૈસા ક્યાંથી આણ્યા ?

આદમ

પંદર દિવસે, કેટલી માથાફોડ કર્યા પછી બાપા મને આઠ-દસ આના આપે છે!

નબો

પંદર દિવસે આઠજ આના! હું એટલાની તો બીડીઓ પીઉં છું!

આદમ

શું કરું!—ઘણું કહું છું, પણ વધારે આપતા નથી.

નબો

તો વધારે લેવા તારા હાથમાં છે.

આદમ

કેવી રીતે?

નબો

તારામાં હિમ્મત હોય તો કહું?

આદમ

બોલ.

નબો

તને રોજી મળે તેમાંથી થોડા ખીસ્સામાં મૂકવા અને બાપાને કહેવું આટલાજ મળ્યા છે!

આદમ

એમ કરતાં પકડાઉં તો!—બાપા મારી નાખે!

નબો

પકડાવાય છે શાણે ? અમે બધા એવુંજ કરીએ છીએ. કોઇ જાણતું નથી.

આદમ

જાણે તો ?

નબો

તો પછી સામા થવાનું !......કેમ, પીરિયા, ખરુંને ?

પીરિયો

હું તો એને રોજ શીખવું છું. એને બાપાની બહુ બીક લાગે છે.

નબો

એવી બીક રાખીએ તો ચઢી વાગે ! આપણને કદી છૂટ મળે નહિ !

આદમ

સામા થઇએ અને ઘરમાંથી કાઢી મૂકે તો !

નબો

તું મૂરખો તે મૂરખો રહ્યો ! એ તો કહેવાનું, કોઇ કાઢી મૂકતું હશે !.........ચાલો, ઊઠો, વખત થયો.

(ત્રણેય સીનેમામાં જાય છે. થોડો વખત પસાર થાય છે. કાપડની દુકાનમાંથી રસૂલ અને મરિયમ નિકળે છે. મરિયમના હાથમાં પોટલું છે. તેનું મોં પ્રફુલ્લિત છે.)

રસૂલ

બીજું કંઇ, બંગડીઓ, કાંસકા, ચીપીઆ, લેવું છે ?

મરિયમ

કોઇ વખત ફરી.

રસૂલ

કોઇ વખત શું ! જોઇતું હોય તે કહો.

મરિયમ

હમણાં સાલ્લામાં બહુ ખરચ કર્યું છે. એક સામટું બધું ખરચ ભારે પડે!

રસુલ

તમે ખરચને રડો નહિ. પૈસા તમારા કરતાં વધારે છે?........ આવો.

( રસૂલ એક વૉરાજીની દુકાને જાય છે. તેની પાછળ મરિયમ જાય છે. વૉરાજી તેમને 'આવો સેઠીઆ' કહી દુકાનમાં લઈ જાય છે. ......ખડખડાટ કરતો ખટારો આવે છે. તે મોરસની દુકાને ઊભો રહે છે. બધા મજૂરો નીચે ઉતરી પડે છે. તેઓ થાકેલા છે. તેઓ ધીરે ધીરે ગુણો દુકાનમાં લઇ જાય છે. ખાલી ખટારો ચાલી જાય છે. મજૂરો ટોળે વળે છે )

એક મજૂર

આજે બે રૂપિયા કમાયો!

બીજો મજૂર

બધી થઇને ત્રણસેં ગુણ થઇ!

રહેમાન

ત્રણસે થઇ, પૈસા મળ્યા પણ મારા પગ કામ કરતા નથી! અંગેઅંગ દુ:ખે છે! નીચે બેસી પડું તેમ થાય છે! ઘરે કેમ જવાશે!

ત્રીજો મજૂર

તું અમારી સાથે ચાલ: તારો થાક ઉતરી જશે!

રહેમાન

ના, ભાઈ; ત્યાં મારું કામ નહિ.

એક મજૂર

( કટાક્ષમાં ) નરકમાં પડી જવાય!

રહેમાન

શરીર અને પૈસા બંને ખરાબ થાય.

બીજો મજૂર

શરીર ખરાબ થાય એવું ભૂત તારામાં કોણે ઘાલ્યું? આપણા શેઠીઆ લોક જો, દારૂ પીએ છે અને કેવા તગડા જેવા રહે છે!

(ત્રણ માણસ પીઠામાંથી ટટ્ટાર થઈને નીકળે છે.)

ત્રીજો મજૂર

જો, તેમને. પેઠા હશે ત્યારે આપણા જેવા હશે, અત્યારે કેવા છે!

રહેમાન

પૈસા ખરાબ થાય ને?

એક મજૂર

પૈસા હું આપીશ.

બીજો મજૂર

હું આપીશ.

ત્રીજો મજૂર

તું પૈસાને રડે છે!—પૈસા શા માટે છે?—આ મજુરી શા માટે છે? શરીર પહેલું.

એક મજૂર

અને તું પીશ તો વધારે કામ કરી શકીશ—નહિ તો આમ છ મહિના પણ નભીશ નહિ. ચાલ.

રહેમાન

ના–ના.

એક મજૂર

શું ના-ના ?—એક વખત તો ચાલ !

(તે રહેમાનને પકડી પીઠા તરફ ખેંચે છે. રહેમાન વાંધો દર્શાવતો તેને આધીન થાય છે. ........વૉરાજીની દુકાનમાંથી રસૂલ અને મરિયમ નીકળે છે.

રસૂલ

હવે કંઇ જોઇએ ?

મરિયમ

બહુ થયું.

રસૂલ

સીનેમા જોવા આવવું છે ?

મરિયમ

ઘરે જઇશ, હવે.

રસૂલ

એક દિવસ તો સીનેમા જુવો.

મરિયમ

મારાથી એ ન જોવાય: એ ઘરે આવે અને જાણે તો ધૂળ કાઢી નાખે !

રસૂલ

હું છું ત્યાં સુધી તમારે એવી ફિકર રાખવી નહિ.

મરિયમ

હજું, ખાવા કરવાનું છે.

રસૂલ

તો જેવી મરજી——તમને ઘર સુધી મૂકી જાઉં ?

મરિયમ

હું તે કંઇ નાની કીકી છું, તે મૂકવા આવવું પડે! મારી ફિકર કરશો નહિ. તમે જાવ, સીનેમામાં. વખત થઇ ગયો હશે.

(મરિયમ જાય છે. રસૂલ તેને જતી જોઈ રહે છે. દૂર જઈ મરિયમ પાછું જુવે છે. બંનેની આંખ મળતાં બંનેના ચહેરા પર સ્મિત દેખાય છે. રસૂલ હાથ ઉંચો કરે છે, મરિયમ ડોકું હલાવે છે અને દ્રષ્ટિ બહાર થાય છે. સીનેમામાં જવું કે મરિયમની પાછળ જવું એવો વિચાર કરતો હોય તેમ રસૂલ સંદિગ્ધ દશામાં ઊભો રહે છે.)

# અંક ત્રીજો

[ રસૂલની ઓરડીમાં રહેમાન, રસૂલ, મરિયમ, આદમ પહેલા અંકમાં બેઠાં હતાં તેવાં બેઠાં છે. બધાં ઓછાંવત્તાં અસંતોષી દેખાય છે.

**રસૂલ**

મને આજે એક ખબર મળી.

**રહેમાન**

શી ?

**રસૂલ**

હું આજે આદમના મેનેજરને મળ્યો હતો.

**રહેમાન**

હં.

**રસૂલ**

મને રોજ વહેમ પડતો હતો કે આદમ રોજ પૈસા ઓછા કેમ લાવે છે !

(આદમ ચમકે છે. કંઈ નિશ્ચય કરે છે અને સ્વસ્થ બને છે.)

રસૂલ

મેનેજરને પૂછતાં જણાયું કે આદમ રોજ ઓછામાં ઓછા ચાર આના કમાય છે.

રહેમાન

એમ! (આદમને) મને છેતરે છે કે?

રસૂલ

છેતરીને પૈસા ઉડાવે છે.

રહેમાન

ખરું, હરામખોર?

આદમ

(નફ્ટાઇથી) હા.

રહેમાન

(ગુસ્સે થઇને) 'હા' કહેતાં શરમાતો નથી?

આદમ

શાનો શરમાઉં? મારે વાપરવા જેટલા પૈસા ન મળે તો હું મારી કમાણીમાંથી લેવાનો!

રહેમાન

તારે ખાવા જોઇતું નથી?

આદમ

મારે કેટલું જોઈએ?......બસ, હવે હું તમને રોજના બે આના આપીશ અને બાકીના મારી પાસે રાખીશ.

રસૂલ

એ કંઇ તારા હાથમાં છે? આજ હું તારા મેનેજરને મળી આવીશ, તે તને મજૂરી આપશે નહિ.

આદમ

એવું કરશો તો હું મજૂરી નહિ કરું.

રહેમાન

નહિ કરું તો ઘરની બહાર નીકળવું પડશે!

આદમ

તમને એજ ધાક દેતાં આવડયો છે! જરા કંઇ બોલ્યા એટલે ઘરની બહાર કાઢી મૂકવાની વાત! બીજાં છોકરાંને તેમનાં માબાપ કેવાં રાખે છે તે તમે જાણો છો! પીરિયો કમાણીમાંથી એના બાપને પૈસો પણ આપતો નથી!

રહેમાન

પીરિયાના વાદ શા?

આદમ

વાદ નહિ તો વાપરવા પૈસા જોઇએ ને?

રહેમાન

પૈસા શામાં વાપરવા છે?—પેટ ભરવાનું મળ્યું એટલે બસ.

આદમ

તમારે મન બસ: માણસ નર્યું પેટ ભરવા મજૂરી કરતો નથી: એને મોજશોખ જોઇએ છે!

રહેમાન

શહેરમાં આવી તું ખરું શીખ્યો! ...ભૂખે મરીને મોજશોખ કર!

આદમ

ભૂખે શાને મરવાનું છે? તમે આટલા બધા કમાવ છો!

રહેમાન

કેટલા બધા?

આદમ

રોજના બે રૂપિયા.

રહેમાન

બે રૂપિયા?......કોઇ દિવસ મને એક રૂપિયાથી વધારે મળ્યું નથી. વળી તારી મા માંદી પડી, તને વાગ્યું તેમાં કેટલા ખર્ચાઈ ગયા!

આદમ

તમારે મારી કમાણી લેવી છે એટલે ખોટું કહો છો.

રહેમાન

તો શું હું રૂપિયા સંઘરી રાખું છું ?

આદમ

સંઘરી રાખતા નહિ હો તો વાપરી નાખતા હશો.

રહેમાન

શામાં વાપર્યા ?

આદમ

મને શી ખબર ?—તમે જાણો.

રહેમાન

( ગુસ્સે થઇ ) એમ, આજ તું મારા ઘરમાં નહિ. ઊભો થા, નીકળ બહાર !

આદમ

ઘેર ખાવા આવવાનોજ !

રહેમાન

તને ખાવા મળશે નહિ.

આદમ

ખાવા તે શું ન આપો ! તમે નહિ હો ત્યારે મા પાસે મારી ફોડીને લઇશ !

રસૂલ

( આંખ કાઢી ) મારતાં ફોડતાં હાડકાં ખોખરાં થઈ જશે ! તું મને ઓળખતો નથી. મારા ઘરમાં કંઈ તોફાન કર્યું તો પણે, ખીંટીએ લટકાવી એવો મારીશ, એવો મારીશ, કે છ મહિનાને ખાટલે પડીશ !

આદમ

( આગળ શું બોલવું તે ન જડવાથી ) તમે શા માટે મને મારવાનું કહો છો તે હું જાણું છું ! તમે બધાં પાપીઓ ભેગાં થયાં છો ! તમો

ભેગાં થઈ મને ચૂસો છો! ( રડે છે ) મારી પાસે કામ કરાવી મજૂરી લઈ લો છો! પૈસા માગીએ છીએ ત્યારે હાડકાં ભાગવાની વાત કરો છો! તમારે તમારા મોજશોખ જોઈએ અને મારે નહિ! બસ, આજથી મારે તમારા ઘરમાં રહેવું નથી! હું મારું શોધી લઇશ! ( જવા ઊભો થાય છે. )

રસૂલ

જા, જ્યાં જવું હોય ત્યાં. તને કોઇ મનાવવા આવવાનું નથી.

[ આદમ પગ પછાડતો, છણકા કરતો જાય છે. ]

રસૂલ

એને એક વખત એવો ફટકારવાનો છે: તદન ખરાબ થઇ ગયો છે! એક વખત રંડીનો નાચ જોવા આવેલો! છાપખાનામાં પણ તે બરાબર કામ કરતો નથી.

મરિયમ

એને ખીસ્સાખરચી આપવાની શરું થઈ ત્યારથી એ બધું શીખ્યો.

રસૂલ

ખીસ્સાખરચી તો ઠીક છે, પણ તેને એવા ભાઇબંદો મળ્યા છે કે એને વેચીને ચણા ખાઈ જાય!

મરિયમ

તેમાં બધો વાંક મને એમનોજ લાગે છે.

રહેમાન

મારો વાંક!

મરિયમ

તમે એને વઢો નહિ એટલે ઉડાઉ બનેજ.

રહેમાન

વઢયે માણુસ ઉડાઉ થતું મટે છે? તુંજ જોને, તને કેટલું કહું છું, પણ તેં પૈસા ઉડાડવામા કદી કમી કરી છે?

મરિયમ

( ચોંકીને ) હું ઉડાઉં !—મેં પૈસા ઉડાવ્યા !

રહેમાન

ઉડાવ્યાજને.

મરિયમ

( રોષથી ) હું તમારું ઘર કરકસરથી ચલાવું અને હું ઉડાઉં !

રહેમાન

કરકસરથી ચલાવ્યું હોત તો પઠાણના સો રૂપિયા દેવું ક્યાંથી થાય ? તારે બીજે અને ત્રીજે પૈસા જોઈએ !

મરિયમ

મેં શામાં પૈસા ઉડાવ્યા ?

રહેમાન

તારાં કપડાંમાં.

મરિયમ

કપડાં જરુરનાં નથી ? એમાં પૈસા ઉડાવ્યા કહેવાય ?

રહેમાન

એકાદબે જરુરનાં હોય, પણ પાંચ—પંદરની શી જરુર હતી ? આટલા બધા સાલ્લા અને આટલા બધા કબજા !......આપણે મજૂરીઆ લોકને...........એવા શોખ શું !

મરિયમ

બહાર પહેરવાનાં જુદાં અને ઘરમાં પહેરવાનાં જુદાં.

રહેમાન

જુનાં હતાં તે ઘરમાં ન પહેરાત ?

મરિયમ

કોઈ આડોશી પાડોશી દેખે તો ગામડીઅણ ગણી કાઢે !

રહેમાન

ગામડીઅણ ગણે તેમાં શું ? આપણે ગામડાનાજ છીએને ?

મરિયમ

તમારે મન શું! લોક આપણી મશ્કરી કરે અને હિસાબ ગણે નહિ!

રહેમાન

એટલા માટે આટલા બધા રૂપિયા બગાડાય?

મરિયમ

એમ તો તમે પણ બગાડો છો!

રહેમાન

ક્યારે?

મરિયમ

તમે ઘરે આવો છો ત્યારે તમારું મોં સોઢે છે!

રહેમાન

એ તો કોક દહાડો.

મરિયમ

કોક દહાડો શું, રોજ સોઢે છે!

રહેમાન

આજે સોઢે છે?

મરિયમ

થોડો પીધો હશે.

રહેમાન

પણ તેમાં મારા પૈસા ખર્ચાતા નથી.

મરિયમ

( કડવાશથી ) કોઈ મફત પીવડાવતો હશે!

રહેમાન

કોક દિવસ ખરચ્યું કરવું પડે.

મરિયમ

એ કોક દિવસમાંજ રોજનું મફત પીધેલું વળી જાય. બધા આમજ દારુડિયા બને છે!

રહેમાન

પણ તું મારું કામ જાણે છે?

મરિયમ

જાણ્યું!

રહેમાન

હું કરું છું તે મજૂરી દારૂ પીધા વિના મારાથી ન થાય.

મરિયમ

( કડવાશથી ) જેટલા મજૂરી કરતા હશે તે બધાને દારૂ પીવો પડતો હશે!

રહેમાન

મારી મજૂરી બહુ આકરી છે. સાંજે મારામાં ઘેર આવવાની તાકાત રહેતી નથી. રસ્તો જડતો નથી!

મરિયમ

એ દારૂ પીવાનાં બહાનાં.

રહેમાન

હું તને ખરું કહું છું.

મરિયમ

તમે મને કયારે ખરું કહ્યું છે? અમે તમારી ગુલામી કરી મરીએ એની તમને લાગણી નહિ! દારૂમાં પાયમાલ થાવ અને અમારા બે સાલ્લા ભારે પડે! ( રડે છે. )

રહેમાન

એમાં રડું છું શું? હવે, હું નહિ પીઉં.

મરિયમ

એ બધું છેતરવાનુ. હું તમારું કહ્યું કદી ખરું ન માનુ: તમે મને કદી ખરું કહ્યું નથી......મારા બાપે મને ક્યાં તમારી સાથે પરણાવી કે મને આવા ધણી મળ્યા! આના કરતાં જીવતાંજ મારી નાખી હોત તો સારું! (વધુ અને વધુ રડે છે)

રહેમાન

તું શાંત પડશે?

મરિયમ

મારા નસીબમાં શાંતિજ ક્યાં છે? તમને પરણીને મેં ક્યારે સુખનો દિવસ જોયો!

રહેમાન

તું છાની રહે. મારાથી આ સહન થતું નથી. નહિ તો હું બહાર ચાલ્યો જઇશ!

મરિયમ

ફરીથી પીવા જવું હશે!

રહેમાન

(રીસમાં) હા, ચાલ પીવા જાઉં છું. (જાય છે.)

મરિયમ

તમારા નસીબમાં બૈરાંને રડાવવાનું રહ્યું!

રસૂલ

(રહેમાન દેખાતો બંધ થાય છે એટલે મરિયમ પાસે ખસીને) એમાં આટલું બધું રડો છો શું?

મરિયમ

રડું નહિ તો શું કરું?

રસૂલ

રડયે શું વળવાનું છે?

મરિયમ

તમેય મારા તરફ કશું બોલતા નથી.

રસૂલ

રહેમાનના દેખતાં બોલું તો તે આપણા ઉપર વહેમાય.

મરિયમ

( છાની રહી ) હવે શું કરવું?

રસૂલ

એક રસ્તો છે.

મરિયમ

( આતુર દેખાઈ ) શો?

રસૂલ

આપણે બંને નાતરું કરીએ.

મરિયમ

કેવી રીતે?

રસૂલ

અહીંથી ભાગી મુંબઇ જઇને.

મરિયમ

( વિચારમાં પડી ) બધાંને ખરાબ લાગે. આટલી ઉમ્મરે તે દુઃખી થાય!

રસૂલ

આ દારૂ પીવા માંડયો છે, મજૂરી સખત છે, છ માસ તે નભે તેમ લાગતું નથી. બીજી એક બાબત ઊભી થઇ છે. મારે અહીંથી ચાલ્યા જવાનું થયું છે,

મરિયમ

કેમ ?

રસૂલ

મેં તમને મારા ધંધાની વાત કરેલી. પૈસાદારને ઉપયોગી થવાનો મારો ધંધો છે. એક માણસને જરા ખોખરો કરવાનો હતો, મારા માણસે ભૂલથી તેને વધુ માર્યું અને તે બિચારો મરી ગયો ! મારો માણસ ભાગી ગયો છે. પોલીસ તેની તપાસ કરે છે. તે પકડાય તો મારું નામ આવે. તે પહેલાં મારે અહીંથી જવું જોઇએ.

મરિયમ

( બાવી બની ) ક્યાં જશો ?

રસૂલ

મુંબઇ, વેશ બદલી નાખીશ, મારા જેવા ત્યાં હજારો છે તેમાં ભળી જઇશ. મારનાર માણસ પકડાશે નહિ તેની મને ખાત્રિ છે. પોલીસોને મેં મારેલા છે. પણ સાવચેતી માટે આ પગલું છે. વાત રોળાઇ જાય ત્યાં સુધી છૂપા રહેવું જોઇએ.

મરિયમ

તો પછી અમારું અહીં શું થશે ?

રસૂલ

તેથીજ તમને મારી સાથે લઇ જવાનું કહું છું. મારા ગયા પછી તમારાથી મકાનનું ભાડું આપી શકાશે નહિ. લેણદાર પઠાણ પજવશે. છાપખાનામાંથી આદમને રજા પણ મળે. પૈસા માટે નિરાધાર થઇ જશો અને રખડવાનું થશે !

મરિયમ

કમભાગ્ય ઉપર કમભાગ્ય !

### રસૂલ

હું કહું છું એજ ઉપાય છે. દેશમાં કંઇ છે નહિ કે તમે જઇ રહી શકો. એક દારુડીઓ અને બીજા રખડેલ સાથે તમારે રહેવાનું થશે. એક છ મહિના નભવાનો નથી, બીજો તમારું ભલું કરવાનો નથી. આ શહેરનાં ભાખારાં માફક તમારે રસ્તામાં રખડવાનો વખત આવે તો નવાઇ નહિ. મારું માનો તો ચાલો.

### મરિયમ

આપણને કોઇ પકડશે નહિ ?

### રસૂલ

તેની ગોઠવણ મારે માથે. તમે કબુલ થાવ અને જુવો, તમે વિના અડચણે મુંબઇ પહોંચી જાવ છો કે નહિ.

### મરિયમ

એ પાછળથી આપણી તપાસ કરાવશે નહિ ?

### રસૂલ

એ એટલા કંટાળ્યા છે કે તપાસ કરશે નહિ. પઠાણ તેમને છોડવાનો નથી. પછી તમારે અહીં જેવું કામ કરવું પડશે નહિ. આપણે નોકર રાખીશું. તમારે જોઇતાં કપડાં લાવીશું. તમને હરવાફરવાની છૂટ રહેશે. આપણે ચોરી–ચૂપકીથી પ્રેમ કરવાનો રહેશે નહિ. આપણે છૂટથી ધણીધણીઆણી જેવાં રહીશું.

### મરિયમ

મારાથી હિમ્મત થઇ શકતી નથી.

### રસૂલ

કામ થતા પહેલાં બીક રહે : પછી કંઇ ખરાબ બનતું નથી. આમાં શું ખરાબ બનવાનું છે ? હું તમને છોડી ચાલ્યો જઇશ એમ લાગે છે ? મારા મનની વાત જાણવી હોય તો કહું. તમને જોયાં ત્યારથી મને

થયા કરતું કે તમે રહેમાનને પરણ્યા તે પહેલાં મેં તમને જોયાં હોત તો કેટલું સારું. તમારાં માબાપને પગે પડીને હું તમારું માગું કરી જાત અને મારા દીલની રાણી કરી રાખત. અત્યારે આ તક મળી છે, તમે ના ન કહેશો.

(મરિયમના ચહેરા પર ભય અને આનંદ વારાફરતી દેખાય છે. રસૂલની નજર ધીરેથી બધો ભય ખાઈ જાય છે.)

મરિયમ

જોઇએ.

# અંક ચોથો

[ મરિયમ વિચારમાં બેઠી છે. બહારગામ જવાની તૈયારી હોય તેમ બાંધેલો સામાન બાજુમાં પડયો છે. રસૂલ ઉતાવળો આવે છે. ]

રસૂલ

ગાડી આવી છે.

( મરિયમ બોલતી નથી. )

રસૂલ

ચાલો, ઉઠો !

( મરિયમ ખસતી નથી. )

રસૂલ

કેમ, બેસી રહ્યાં છો ?

( મરિયમ જવાબ આપતી નથી. )

રસૂલ

( ચીઢાઇને ) બોલતાં કેમ નથી ?

મરિયમ

આજે મારો જીવ બળે છે.

રસૂલ

જીવ શાનો બળવાનો ?

મરિયમ

જાણે કંઈ ખરાબ બનશે !

રસૂલ

ખરાબ શું બનવાનું છે ? આજે તો આનંદ થવો જોઇએ.

મરિયમ

મને થતો નથી.

રસૂલ

થશે : તમે એક વખત ચાલો.

મરિયમ

ઉં...હું.

રસૂલ

ઉઠો—ઉઠો : બહાર ગાડી ખોટી થાય છે : કોઈ આવી પહોંચશે

મરિયમ

આજ નહિ !

રસૂલ

આવો લાગ ફરી મળશે નહિ.

( બહારથી મજૂર આવે છે. )

મજૂર

( રસૂલને ) શું લેવું છે ?

રસૂલ

( ખૂણામાં પડેલો સામાન બતાવી ) પેલી પેટી, બીસ્તરો, પોટલુ.

( મજૂર બતાવેલો સામાન લઈ જાય છે. તે હોય છે ત્યાં સુધી રસૂલ ચૂપ રહે છે. )

રસૂલ

ચાલો, ઉઠો : ગાડી ખોટી થાય છે.

મરિયમ

આપણે પકડાઈ જઈએ તો !

રસૂલ

એ તમારે જોવાનું છે ? તમારા કરતાં એની મને વધુ ફિકર છે.

મરિયમ

આપણે બીજો કોઈ વખત રાખો.

રસૂલ

જો પાછું એનું એ ! હું કહું છું, આવો લાગ મળવાનો નથી.

મરિયમ

આપણે રાતે જવાનું રાખીએ.

રસૂલ

રાતે તો એ બંને હોય.

મરિયમ

ગમે તેમ, મારું મન ના કહે છે.

રસૂલ

તમારા મનને શું થયું છે ?—અત્યારે જઈશું કે જ્યારે જઈશું ત્યારે એવું જ થશે.

મરિયમ

પાંચ દિવસ પછી રાખો, મને વિચાર કરવાનો વખત મળે.

રસૂલ

(ચીઢાઇને) આટલા દિવસ શું કર્યું? —હવે શો વિચાર કરવાનો છે? ન'તું આવવું તો પહેલેથી કબૂલ કેમ કર્યું 'તું?

મરિયમ

બે ત્રણ દિવસમાં શું બગડી જવાનું છે!

રસૂલ

બધું બગડી જવાનું છે! હું તમને કહું છું કે અત્યારે મારી સાથે ચાલો, નહિ તો પરિણામ સારું નહિ આવે!

(મરિયમ ધાકથી બીની ઉંચું જુવે છે.)

રસૂલ

હું તમને કદી મળીશ નહિ. તમને બધાંને ઘરમાંથી હાંકી કાઢીશ! પછી તમારે પેલા છોકરા સાથે ભટકવું પડશે અને બુઢ્ઢા સાથે પડી રહેવું પડશે!......બધું તમારે ફરી સાંભળવું છે?

(મોટરવાળો બહારથી બૂમ મારે છે: "કેટલી વાર શેઠ?" —રસૂલ જવાબમાં "આ આવીએ" કહે છે.)

રસૂલ

ચાલો, ઉઠો.

(મરિયમનો હાથ પકડી તેને ઊભી કરે છે.)

રસૂલ

એમ સમજી જાવ. જુવો, ખાંચા આગળ ગાડી ઊભી છે. મેં જરા દૂર રખાવી છે કોઇને વહેમ ન પડે માટે. જઇને બેસો. હું આવું છું.

(મરિયમ ખમચાતી જાય છે. રસૂલ બારણા પાછળથી તાળું લઈ, કંઈ રહી ગયું છે કે નહિ તે જોવા બધે ફરી બહાર નીકળવા જાય છે. સામો આદમ આવે છે. તે ગભરાએલો છે)

રસૂલ

શું છે?

આદમ

રસૂલકાકા, તમારું કામ પડયું છે.

રસૂલ

શું છે?

આદમ

અમારા છાપખાનામાંથી પચાસ રૂપિયા ચોરાયા છે.

રસૂલ

તેમાં મારે શું છે?

આદમ

ચોરીનું આળ મારે માથે આવ્યું છે!

રસૂલ

તેં ચોર્યા હશે!

આદમ

મેં નથી ચોર્યા—પીરિયે અને નબે ચોર્યા છે.

રસૂલ

તો તારે માથે ક્યાંથી આવે?

આદમ

પીરિયે અને નબે સંપી જઈ મારે માથે ઢોળી પાડયું છે.

રસૂલ

એમાં હું શું કરું?

આદમ

તમે છાપખાનામાં ચાલો. મારા મેનેજર બોલાવે છે.

રસૂલ

હું નથી આવવાનો.

આદમ

( કરગરતો ) મને પોલીસને સોંપી દેશે !

રસૂલ

લુચ્ચા ભાઈબંદ કર્યા તે ભોગવ !

આદમ

રસૂલકાકા, તમારે મને બચાવવો નથી ?

રસૂલ

હું કેવી રીતે બચાવું ?

આદમ

કોઈ પણ રીતે.

રસૂલ

મારાથી એ નહિ બને.

આદમ

જોજો હોં ...... તમારી બધી વાત ફોડી દઈશ !

રસલ

( ચોંકીને ) શી વાત ?

આદમ

તમારી અને માની વાત હું જાણું છું.

રસૂલ

બહુ સારું.

આદમ

તમે અત્યારે શું કરો છો તે પણ હું સમજી ગયો છું. મા ક્યાં ગઈ ?

રસૂલ

ખબર નહિ.

આદમ

મેં બહાર ગાડીમાં તમારો સામાન જોયો છે. તેમાં માનો પણ છે. તમારે અને માને નાસી જવું છે! હું બહાર જઇ બધું જાહેર કરું છું!

રસૂલ

(સ્વર બદલી) એથી કંઈ તું પોલીસના હાથમાંથી બચીશ? હું તને કંઇ મદદ કરીશ નહિ અને તું જેલમાં જઈશ!

આદમ

મને બચાવો તો હું કંઇ નહિ કરું.

રસૂલ

તારે બચવાનો એક ઉપાય છે: તું અમારી સાથે ચાલ. ત્યાં તને કોઇ પકડી જશે નહિ. તું અમારી સાથે રહેજે અને લ્હેર કરજે.

આદમ

(હર્ષમાં) તમારો ખૂબ આભારી!

રસૂલ

ચાલ ત્યારે. તું તારી પેટી અંદરથી તૈયાર કરીને આવ; અમે બહાર ઊભાં છીએ.

(આદમ દોડતો અંદરની ઓરડીમાં જાય છે. રસૂલ જડપથી બહાર નીકળી જાય છે અને બારણું બહારથી બંધ કરે છે..................
..................................આદમ દૂતો ઓરડીમાંથી આવે છે. તે રસૂલની યુકિત પામી જાય છે. બારણું પકડી તે ઉઘાડવા વ્યર્થ પ્રયત્નો કરે છે. તેમાં નહિ ફાવવાથી બારણાની તરડમાંથી બહાર જુવે છે અને "કોઈ બારણું ઉઘાડો"–"કોઇ બારણું ઉઘાડો" એવી બૂમો પાડે છે. બૂમોનો જવાબ મળતો નથી. તે તરડમાં જોયા કરે છે.)

આદમ

એ મીસ્ટર જરા બારણું ઉઘાડોને !

એક અવાજ

( બહારથી ) બાદણ્ણાને તાળું છે

આદમ

તાળાને તોડો.

એક અવાજ

તૂટે તેવું નથી.

આદમ

આટાવાળાની દુકાને બાપા હશે, તેમને કોઇ બોલાવો. તેમની પાસે કૂંચી છે.

( બહાર મોટું ટોળું ભેગું થયું હોય એવો કલબલાટ આવે છે. તેમાંથી એક અવાજને આદમ ઓળખે છે. )

આદમ

એ કાસમકાકા, બાપાને બોલાવો !

કાસમ

( બહારથી ) અલ્યા આદમ, તું અંદર છે ? કેમ કરતાં પૂરાયો.

આદમ

રસૂલકાકા પૂરીને ભાગી ગયા. તમે જલદી બાપાને બોલાવો !

કાસમ

( બહારથી ) તેમાં આટલી બધી ઉતાવળ શી છે ? બોલાવું છું.

આદમ

અરે, માને લઇ રસૂલકાકા નાસી ગયા !

( બહારથી ખડખડાટ હસવાનો મોટો અવાજ આવે છે. આદમ અધીરાઇમાં પગ પછાડે છે. )

આદમ

કોઇ ગયા કે નહિ?

કાસમ

(બહારથી) ગયા છે. તું તારે નિરાંતથી બેસ.

[આદમની અધીરાઈ ચાલુ છે, બહાર લોકનો ગડબડાટ ચાલુ છે.........થોડા વખત પછી રહેમાન આવ્યાની બૂમ સંભળાય છે. રહેમાન અને કાસમ વાત કરતા સંભળાય છે. તાળામાં કૂંચી ફરે છે.....બારણું ઉઘડે છે. રહેમાન સાથે એક મોટું ટોળું ઓરડીમાં દાખલ થાય છે.)

આદમ

(ઢીલો બની) બાપા, રસૂલકાકા માને લઇ નાસી ગયા!

રહેમાન

એ બંનેનાં લક્ષણની મને પહેલેથી ખબર હતી.

[રહેમાનના મોંમાંથી અણધાર્યું સાંભળવા મળ્યું હોય તેમ સૌ ચકિત થાય છે.]

આદમ

હજુ બંનેને પકડી શકાશે!

રહેમાન

મારે કોઇને પકડવાં નથી.

આદમ

બાપા તમે શું બોલો છો!

રહેમાન

ખરું કહું છું.

આદમ

મારું શું થશે?

રહેમાન

શું થવાનું છે?

આદમ

મારે માથે ચોરીનો આરોપ આવ્યો છે.

રહેમાન

ક્યાંથી?

આદમ

અમારા છાપખાનામાં ચોરી થઇ છે.

રહેમાન

તેં કરી હશે!—તારાં એજ લક્ષણ હતાં!

આદમ

મેં નથી કરી. પીરિયે અને નબે કરી છે અને મારા માથે ઢોળી પાડયું છે.

રહેમાન

હું ઘણી વખત કહેતો કે તેઓની બાઇબંદી છોડી દે, તું માનતો નહિ. હવે, ભોગવ તેનાં ફળ!

આદમ

બાપા, તમે મને મદદ નહિ કરો?

રહેમાન

શી મદદ?

આદમ

મને પચાસ રૂપિયા આપો.

રહેમાન

મારી પાસે એક પાઇ નથી.

આદમ

હું શું કરું?

રહેમાન

તું જાણે.

આદમ

રસૂલકાકા હોત તો મને બચાવી લેત.

રહેમાન

જા, રસૂલકાકા પાછળ!

આદમ

મારે નાસી જવું પડશે.

રહેમાન

તને જે ઠીક લાગે તે કર.

આદમ

હું નાસી જાઉં છું.

રહેમાન

નાસી જા, ઝેર ખા કે કૂવામાં પડ!—હું તમારા બધાથી કંટાળ્યો છું!

(આદમ ચાલી જાય છે. રહેમાનનું મગજ સ્થિર ન હોય તેમ તે મુઝાય છે અને જુની ખુરશી પર બેસી પડે છે.)

કાસમ

(દીલસોજી દર્શાવતો) એમ હિમ્મત હારી જવાય?

રહેમાન

મારામાં હિમ્મત નથી: મારી હિમ્મત ભાગી ગઇ છે.

કાસમ

શું કરવું છે, હવે?

રહેમાન

મને તે સમજાતું નથી........રસૂલ ગયો અને સાથે મને જેલમાં મોકલતો ગયો!

કાસમ

શું છે ?

રહેમાન

મારે પઠાણના દોઢસો દેવું છે. પઠાણ રોજ જેલમાં મોકલવાની ધમકી આપતો હતો, પણ રસૂલને લીધે કંઇ કરતો ન હતો. હવે, તે મને પકડાવી લેશે !

(દરેકને રહેમાન માટે લાગણી થાય છે. તેના બચાવનો વિચાર કરતા હોય તેમ સૌ વિચારમાં પડે છે.)

કાસમ

એક ઉપાય છે.

રહેમાન

શો ?

કાસમ

બૈરી નાસી ગઈ, છોકરો નાસી ગયો, તમે નાસી જાવ !

રહેમાન

ક્યાં ?

કાસમ

મુંબઈ. ત્યાં તમને મજૂરી મળી રહેશે. નહિ તો કોઇ ઑફિસનાં પટાવળા થજો. ત્યાં તમને પઠાણ પકડી શકશે નહિ.

રહેમાન

એ રસ્તો છે, ખરો.

કાસમ

એજ રસ્તો છે. જેમ બને તેમ જલદી જાવ. રસૂલના ગયાની વાત જાણી પઠાણ તરત આવશે !

રહેમાન

(ઊભો થઇ) હું હમણાંજ જાઉં છું. પણ તમે કોઇને મારા ભાગ્યાની ખબર આવશો નહિ.

બે-ત્રણ અવાજ

(એકી સાથે) એની તમે ફિકર કરશો નહિ: અમે કોઇને કહીશું નહિ!

# ઉપસંહાર

[ મુંબઈમાં એક કૂટણખાનું. ઉમ્મર થઇ હોય તેવી સુકાઈને ફિક્કી પડેલી મરિયમ સામા અધખોલા બારણા પાસે ઊભી છે. બારણામાંથી રસ્તો દેખાય છે. રસ્તા ઉપર જતા માણસોમાં જાણે કોઈને શોધતી હોય તેમ તે જોઈ રહી છે.

એક ગાંડા જેવો લાગતો માણસ આવતો દેખાય છે. તેનાં કપડાં ફાટેલાં છે, વાળ ઉડતા છે; તેને જોઈ મરિયમ ચોંકે છે અને પોતાની આંખને ન માનતી હોય તેમ જોઇ રહે છે......માણસ અંદર આવે છે. તે રહેમાન છે. આવા સ્થળે આવવા ઓછો ટેવાએલો હોય તેમ તે સંકોચાતો રહે છે. તે મરિયમને ઓળખે છે અને સડક બની જાય છે. બંને એક બીજા સામું ટગરટગર જુવે છે.

આદમનું ડોકું બારણામાં દેખાય છે. તે દોડતો આવ્યો હોય તેમ હોંફે . તેની ઉંચાઇ વધી ગઈ છે. તે સૂકાઇ કાળો પડી ગયો છે. તેના શરીર ઉપર ફક્ત એક પોતડી છે. તેના વાળ વધી બરછટ થયા હોય તેમ શિહોળીઆં જેવા ઊભા છે. તે રહેમાનને જોઇ હર્ષમાં આવી જઇ તેની સાથે બોલવા જાય છે.

એવામાં તેની નજર મરિયમ ઉપર પડે છે. તે પણ પોતાની આંખોને ન માનતો હોય એમ એના તરફ જોઈ રહે છે, અને ધીરે ડગલે દાખલ થાય છે. રહેમાન અને મરિયમ તેને જુવે છે. તેઓ આશ્ચર્ય બતાવે છે. ત્રણેય એક બીજા તરફ જુવે છે અને આંખોથી પૂછે છે : "તું અહીં ક્યાંથી !" ]

આદમ

(તૂટતા સ્વરે) બાપા !

રહેમાન

આદમ !

આદમ

(મરિયમને) મા !

(શાંતિ...... આદમ આગળ વધે છે.)

આદમ

મા, તું અહીં ક્યાંથી ?

(મરિયમ જવાબ આપી શકતી નથી. તેની આંખમાં આંસુ ભરાય છે.)

આદમ

બાપા, તમે અહીં ક્યાંથી ? ઘણાં વરસે મળ્યા !

(રહેમાનની સ્થિતિ મરિયમ જેવી છે.)

આદમ

મા, રસૂલકાકા ક્યાં ગયા ?

(મરિયમ જવાબ આપ્યા વિના આંસુ સાર્યા કરે છે.)

આદમ

બાપા, તમે માને ખોળવા આવ્યા 'તા ?

(રહેમાન મૂગી નકાર પાડે છે.)

આદમ

તમે અહીં કેવી રીતે આવ્યા!

રહેમાન

તું કેવી રીતે આવ્યો?

આદમ

મારી વાત સાંભળવા જેવી નથી. હું માણસ રહ્યો નથી. હું ગટરનો કીડો બન્યો છું! (રડે છે.)

રહેમાન

એમાં રડું છું શું?—આપણે બધાં સરખાંજ છીએ.

આદમ

(ડૂસકે ચઢી) બાપા, મેં તમારું કહ્યું માન્યું નહિ તેનું ફળ ભોગવું છું!

રહેમાન

હશે, જે થયું તે થયું!—રડયે શું વળવાનું છે! (મરિયમને) એને પાણી આપ.

(મરિયમ બાજુના બારણામાં જાય છે, પાણી લઇ આવે છે, આદમને આપે છે, પાણી પી આદમ શાંત થાય છે.)

આદમ

બાપા, હું જે કહું છું તે ખરું છે. હું નોકરી કરું છું તે ગટરો સાફ કરવાની છે!

રહેમાન<br>મરિયમ } સાથે } હેં!!

આદમ

હું ત્યાંથી નાઠો એ તો તમે જાણો છો. મારી પાસે પૈસા હતા નહિ. હું વગર ટિકિટે ગાડીમાં બેઠો.

રહેમાન

હં.

આદમ

હું સેંટ્રલે ઉતર્યો. મહામહેનતે બહાર નીકળ્યો. બહાર નીકળી થોડું ફર્યો. આમતેમ નોકરી માટે પૂછવા લાગ્યો. મને ગાંડો ધારી કેટલાકે હસી કાઢયો, એક પઠાણે ખીસાકાતરુ ગણી બે ધોલો મારી !

રહેમાન

હં !

આદમ

બે દિવસ ખૂબ રખડયો. કોઇ નોકરી આપે નહિ. મને અનાજ ખાધે ત્રણ દિવસ થએલા. મારાથી ભૂખે રહેવાય નહિ. પગ કામ કરે નહિ. માથું ચક્કર ફરે. હું ગાંડા માફક બધે ફરવા લાગ્યો અને ઠીક લાગે ત્યાં ભીખ અને ઠીક લાગે ત્યાં નોકરી માગવા લાગ્યો.

રહેમાન

હં.

આદમ

એક ઝાડુ કાઢનારને મારી દયા આવી. તે મને મ્યુનીસીપાલીટીમાં લઇ ગયો. મને જગા મળી. કામ પર ચઢયા પછી થતું કે આપઘાત કરવો સારો, પણ પછી બીજાઓનું જોઇ ટેવાઈ ગયો. આજે ત્રણ વરસથી એ કામ કરું છું.

રહેમાન

તેં મને કયાંથી જોયો ?

આદમ

આજે પાસેની ગટર ખોલી હતી. તેને બંધ કરી અમે જતા હતા એવામાં મેં તમને જોયા. વહેમ પડયો કે તમારા જેવું કોઇ છે, પાછળ આવ્યો અને ઓળખ્યા.

( શાંતિ )

આદમ

બાપા, હવે તમારી વાત કહો.

રહેમાન

મારી વાત તારા જેવી છે. તું ગંદકીમાં પડયો છે, હું ભઠ્ઠીમાં પડયો છું.

આદમ

ભઠ્ઠીમાં !

રહેમાન

હા. પઠાણની બીકે ભાગ્યો. મને ગાડીમાં મારા જેવા બેત્રણ મળી ગયા. તેમની ઓળખાણથી તેઓની સાથે મને મીલના બોઇલરમાં કોલસા પૂરવાની જગા મળી.

આદમ

હં.

રહેમાન

નોકરી સખત હતી એની મને ખબર હતી. બીજી મળે તો તે છોડવાની હતી. પણ બીજી કયાં મળે? તે અત્યાર સુધી ચાલુ રાખવી પડી છે.

આદમ

હં.

રહેમાન

સવારમાં ઊઠું છું ત્યારથી કોલસા નાખવાનું કામ શરુ થાય છે. બપોર સુધીમાં તો બળ્યો ધીકયો થઇ જાઉં છું. ઝેબઝેબ પરસેવો વહે છે. કૉલસા નાખી હાથે ફોલ્લા પડી જાય છે. બહાર નીકળું છું ત્યારે એમ થાય છે કે જાણે ભઠ્ઠીમાંથી નીકળ્યો !

આદમ

હં

( મરિયમ નિસાસો નાખે છે. )

રહેમાન

બહાર નીકળી અર્ધો કલાક પાણીના નળ નીચે બેસી રહું છું, ઠંડી લાદી ઉપર સૂઈ રહું છું પણ શાંતિ વળતી નથી. કોક દિવસ મન થાય અને પૈસા હોય તો ચાર-છ આનાનો દારૂ પીઉં છું કે આમ કંઇ ફરવા નીકળું છું.

( શાંતિ )

આદમ

( મરિયમને ) મા, હવે તારી વાત કહે.

મરિયમ

મારી વાત સાંભળવા જેવી નથી. ત્રણ વરસમાં મારા એક ભવમાં હજાર ભવ થયા છે! (બંધ થયેલાં આંસુ શરુ થાય છે.:)

રહેમાન

એમાં રડું છું શું?—જે થયું તે થયું!

મરિયમ

મારી વાત તમે જાણશો તો મારું રડવું વધારે નહિ લાગે. અમારા નાસી આવ્યા પછી થોડા દિવસ અમારે ઠીક ચાલ્યું. પછી પૈસા ખૂટયા. હું માનતી હતી તેટલા પૈસા તેમની પાસે ન હતા. અહીં બીજું આવકનું સાધન ન હતું. અમારે ટંટા થવા લાગ્યા. એવામાં કોઇ સરકારી તપાસ આવી. તે છાનામાના ભાગી ગયા. કયાં, તેની મને હજુ સુધી ખબર મળી નથી.

આદમ

હં.

મરિયમ

પછીથી—( અટકી જાય છે. )

રહેમાન

કહે-કહે!-આપણે માટે કંઇ શરમાવાનું રહ્યું નથી.

મરિયમ

મકાનના ભૈયાની મારી ઉપર ખરાબ નજર. અમે આવ્યાં ત્યારથી તે સમજી ગએલો કે કંઇ લફરું છે. ફસાએલી બૈરીને બધા ફસાવવા ફરે. ત્યારથી મારી ઉપર તે નજર રાખતો. મારી પાસે ખાવાનું ન 'તું, તો ભાડું ક્યાંથી હોય? રસૂલ ગયો એટલે ભૈયાને તક મળી....તમારી પાસે પાછું તો કેમ અવાય?

રહેમાન

આવી હોત તો હું મળત નહિ.

મરિયમ

મારી વાત મકાનમાં થવા લાગી. ઘણાએ મારા માળામાં રહેવા સામે વાંધો ઉઠાવ્યો. ભાડૂતોએ ભેગા થઇ મકાનના મલિક ઉપર નોટીસ મોકલી. મને માળામાંથી કાઢી મૂકાઇ!

ર માન

હં.

મરિયમ

ત્યાર પછીના બે દિવસ મને સાંભરે છે અને ધ્રુજારી છૂટે છે! થાય છે કે મારું હૃદય ફાટી કેમ ન ગયું? હું આશરા માટે ગમે ત્યાં ફરવા લાગી. ઠીક શિકાર મળ્યો છે માનીને પઠાણ અને ગુંડાઓ મારી પાછળ ફરવા લાગ્યા! એક બે સારા માણસો પાસે ભીખ માગી જોઇ. તેઓએ મારા શરીર સામું જોઇ આ રસ્તા પર લીધી. ત્યારથી હું વેશ્યા—વેશ્યા!—(ધ્રૂસકે ધ્રૂસકે રડે છે.)

રહેમાન

બસ હવે, બહુ રડી!

મરિયમ

નહિ, મને રડવા દો! એ વિના મારું મન હલકું થશે નહિ. હું પાપી છું! મારે પાપે તમે બહુ દુઃખી થયા છો! મેં તમને શહેરમાં આવવા લલચાવ્યા!

આદમ

મેં પણ !

રહેમાન

કોઈ કોઇના દુઃખ માટે જવાબદાર નથી. સંચાનું તેલ ન આવ્યું હોત તો આપણે આમ રખડવાનો વખત આવત ? દેશકાળ આપણી વિરુદ્ધ હતો. નહિતો આપણે કયાં શકિત બહારની આશા રાખી હતી કે આટલાં દુઃખી થઈએ ! તેણે આપણુને એવા દુઃખના ચક્કરમાં નાખ્યાં છે કે તેમાંથી નીકળાતું નથી અને ખરાબીમાં આગળ ને આગળ ધકેલાતાં જઇએ છીએ. પેલી વશરામની વિધવાની તમને યાદ છે ? પેટનું પૂરું કરવા માટે એક વખત તેણે બહાર પગ મૂક્યો અને પાછી દેખાઈ નહિ !—અથડાઈ કૂટાઇ તે કમોતે મરી ! આપણું એવું કંઈ થશે !

( શાંતિ )

મરિયમ

હવે શું કરાય ?

રહેમાન

મારા મનમાં એક બાબત રહી ગઇ છે : ગામડામાં ગમે તેમ નીભાવ્યું હોત તો આપણે આટલાં દુઃખી થાત નહિ. કોઇ વખત પાછા જવાનું મન થતું પણ તમે મળ્યાં ન હતાં એટલે કેવી રીતે જવાય ? અહીં તો બધું એવું મોટું અને ભયાનક લાગે છે કે જાણે જરામાં સાફ થઇ જઈશું ! ત્યાં થોડી શાંતિ રહેશે. ભલાકાકા આપણુને મદદ કરશે.

આદમ

( ચોંકીને ) ભલાકાકા જીવતા હશે કે આપણુને યાદ રાખ્યા હશે તેની ખાત્રી શી ? ગામડામાં આ સાલ દુકાળ પડયો છે. હું પેપર વાંચું છું તેમાં રોજ આવે છે. સેંકડો લોક ગામડેથી અહીં આવે છે. ત્યાં કસ હોય તો આવે ?

રહેમાન

એ લોકને આપણા જેવો અનુભવ નહિ થએલો......ત્યાં ખેતી નહિ બને તો પરચુરણ મજૂરી કરીશું, લાકડાં કાપીશું, માટી ખોદીશું, છાણાં થાપીશું કે કોઇને ત્યાં ચાકર રહીશું.

આદમ

તો મજૂરી અહીં શું ખોટી છે? અહીં ચાલુ છે, ત્યાં શોધવાની રહી. અહીં દુઃખ છે તો દુઃખની દવા મજા પણ છે. મને પાછા જવામાં નાનમ લાગે છે. મને ત્યાં ગમશેજ નહિ. તમારે જવું હોય તો જાવ. હું ગટરનો કીડો ગટરમાંજ મરીશ!

રહેમાન

( વિચારમાં અટકી જઇ, મરિયમને ) અને તું?

મરિયમ

મારાથી કેવી રીતે અવાય આ કલંક સાથે? મારું શરીર દોદળું પડી ગયું છે. ઘરકામ થતું નથી તો મજૂરી કેવી રીતે થશે? મને ગરમીનો રોગ થઇ ગયો છે. હું માંડ પાંચ વરસ જીવું! મને અહીંજ મરવા દો!

રહેમાન

( નિસાસો નાખી ) થયું ત્યારે, આપણાથી પાછા જઇ શકાવાનું નથી!......હું હમણાંજ કહેતો હતો કે આપણે બચવાનું નથી. આપણે મળ્યાં તેનો અર્થ પણ કંઇ નહિ; આથી ન મળ્યાં હોત તો સારું: તમારી આટલી દુઃખી હાલત જાણત નહિ અને કોઈ દિવસ તમને મળી સુખી થવાની આશા રહેત. ધંધા બધાના એવા છે કે ભેગું રહેવાય નહિ. બધાને નિભાવવાની મારામાં તાકાત નથી. આપણે આમજ મરી જવાનું છે! ભલે, અલ્લાની જેવી મરજી! ( તેની આંખમાં ઓછું આવ્યાનાં આંસુ ભરાઇ આવે છે. મરિયમ કે આદમ તે જુવે તે પહેલાં તે ડોકું ફેરવી નાખે છે અને બારણા તરફ ડગલું ભરે છે. ) ઠીક, હું જાઉં છું.

મરિયમ

થોડી વાર તો રોકાવ !

રહેમાન

રોકાવામાં શું લાભ છે? હું જાઇશજ. (લથડતે પગે જાય છે.)

આદમ

(ઢીલો બની) બાપા, મારો સંઘાત તો કરો! (તે રહેમાન પાછળ દોડે છે.)

[તેઓનું અચાનક જવું મરિયમને આંચકો આપે છે. પણ તેઓને રોકવા તે વધુ આગ્રહ કરી શકતી નથી. ઘસડાતે પગે તેઓની પાછળ તે બારણા સુધી જાય છે. ત્યાં લાંબી નજરે રસ્તા પર જોતી ઊભી રહે છે. ......આંસુની ધાર તેની આંખમાંથી નીકળ્યા કરે છે. નિઃસહાયતા બતાવતી તે નજર પાછી ખેંચી લે છે, બારણું બંધ કરી દે છે અને બાજુના પલંગમાં ઉંધે માથે પડે છે. તેનાં ડુસકાં સંભળાય છે. ડુસકાંથી તેનું શરીર હાલે છે. પલંગ ભાગી જઈ તેને નીચે ફેંકી દેવાનો હોય તેમ કચડ કચડ બોલે છે.)

મહત્વની શુદ્ધિ

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૧૩ | જવાં | જવા |
| ૨૦ | ૪ | હમજી | સમજી |
| ૨૦ | ૧૨ | રસલ | રસૂલ |
| ૨૪ | ૮ | સાંભળ્યો | સાંભળ્યો. |
| ૨૬ | ૧૩ | એમો | એનો |

★ રે ★ ડિ ★ ય ★ મ ★

રેડિયમ

ઘડીતાલ

ઉત્તમ કલાકારો

પલટાતી સૃષ્ટિ ?

વાર્તા

આ પાંચ સુંદર નાટિકાનો સંગ્રહ

# ર • સ • નાં • ટી • પાં

સાક્ષાત્કાર

કેવી વૈરી ગમે ?

રુઝાએલો ઘા

સર્જન, મા દીકરો

બળતી ચિતા

એવી ચૌદ વાર્તાનો સંગ્રહ. જાન્યુઆરીમાં બહાર પડશે.

—: તમારા બુકસેલર પાસેથી માગો :—